રામ, તેમ સ્વરૂપવંતમાં રૂડો દીસે કામ રૂપવંતી માંહે નાર, ખરેખર સાર, વિરાજે રંભા, વિરાજે રંભા તિમ વાજિંત્રોમાં વાગે રૂડી ભંભા, સાહાસિમાં રાવણ આપ, ખપાવી પાપ કર્યું નિજ કાજ કર્યું નિજ કાજ ॥ જ૦ ૧ ॥ ઐરાવણ હસ્તિમાંહિ, બડો છે તાંહિ, બીજો કોઇ નાહી, બીજો કોઈ નાહી, તિમ અભય વિરાજે બુદ્ધિવંતની માંહી, તીર્થોમાં મોટું તેહ, શત્રુંજય જેહ, નથી કોઈ બીજું નથી કોઇ બીજું, જીમ પુન્ય પાપથી બલિ નહિ કોઇ ત્રીજું, નવકાર સમો નહિ મંત્ર, નહિ કોઈ તંત્ર, નહિ કોઈ સાજ, નહિ કોઇ સાજ ॥ જ૦ ૨ ॥ સહકાર તરૂમાં સાર, બરાબર યાર, કહું છું સાચું, કહું છું સાચું, તિમ વાસુપૂજ્ય દેવ, જોઇ હું રાચું, નહિ દેવ જગતમાં થાય વિદ્રુમ સમ કાય, બીજો કોઇ તેવો, બીજો કોઇ તેવો, શ્રી વાસુપૂજ્ય માહારાજ, જિનેશ્વર જેવો, તસ ગુણ ગણસરની પાલ, રમે છે મરાલ, સુખને કાજ, સુખને કાજ ॥ જ૦ ૩ ॥

## ૬૩

# શ્રી વીમળનાથજીન સ્તવન.

### વિમલાચલ વિમલાપ્રાણી ॥ એ દેશી ॥

પ્રભુ વિમલની વિમલા વાણી, ધરો હૃદય કમલે તુમે પ્રાણી, એ તો ગુણ ગણ સકલની ખાણી. એ તો મિથ્યા તિમિર મીટાણી, વિમલ જિન નાથને ભવિ સેવો, નહિ દેવ જગતમાં એહવો ॥ વિમલ૦ ૧ ॥ ત્રણ લોક તણા એજ સ્વામી, તીર્થંકર પદવી પામી, જ્ઞાન રૂપ ધરે ગુણ ધામી, યોગીંદ્ર પદે વિશ-રામી ॥ વિમલ૦ ૨ ॥ સંસારમાં લહી અવતાર, થયા એકાંતે હિતકાર, જગનાથે પૂર્ણ ધરી પ્યાર, કર્યો મોક્ષ મારગનો ઉદ્ધાર ॥ વિમલ૦ ૩ ॥ સંસાર સમુદ્રમાં ઝાજ, ભવ્ય જીવને તારણ કાજ, દેખાડણ મુક્તિનું રાજ, પામ્યા સંયમ શ્રીમહારાજ ॥ વિમલ૦ ॥૪॥

# શ્રી અનંતનાથજિન સ્તવન.

॥ રાગ કાફી ॥ અબ તો પાર ભયે હુમ સાધુ ॥ એ દેશી ॥

અનંતનાથ મહારાજ તુમે પ્રભુ, મુઝ મન વસ જ્યો મહેર કરીરે ॥ એ આંકણી ॥ મન માહરૂં મેલું છે સાહેબ, રહે નહી શુભ ઠામ ઠરીરે, તિણ કારણ સાહેબ તુજ આગલ, અરજ કરૂં છું પાય પડીરે ॥ અનંત૦ ૧ ॥ જેમ મલિન જલ કતક ચૂર્ણના, જોગ થકી નિર્મલતા ગ્રહેરે, તિમ તુમ જોગ થકી મન માહરૂં, શાંત થઇ સ્વચ્છતાકું લહેરે ॥ અનંત૦ ૨ ॥ તુમ મુખ ચંદ્ર સમા યોગે કરી, મન માહરૂં ન આણંદ ઝર્યું રે, તિણ કારણ દિલમાં એમ માનું, પથ્થરથી પણ કઠણ કર્યું રે ॥ અનંત૦ ૩ ॥ સમજાવ્યું સમજે નહિ સાહેબ, શ્વાન પૂછ જ્યું વક્ર-વલેરે, ચંચળતા બહુ એહની દીસે, બાલ પરે ઠામ ઠામ ચલેરે ॥ અનંત૦ ૪ ॥ તુમે પ્રભુ મનકું થિર

કરી લીધું, કામણ એહવું શું કરિ દીધું, તિમ માહરૂં કરશો જો સાહેબ, તો મુજ કારજ સઘળું કીધું ॥ અનંત૦ ૫ ॥ તુમ ચરણાંબુજ રાજહંસ પરે, જો મન માહરૂં વાસ કરેરે, તો મુઝ સંપદ સઘળી સાહેબ, તુમ પસાયથી આવી મળે રે ॥ અનંત૦ ૬ ॥

## શ્રીધર્મનાથજિન સ્તવન.

॥ મહાવીર ચરણમેં જાય૦ ॥ દેશી ॥

શ્રી ધર્મનાથ તુમ પાય, મેરો મન લાગી રહ્યો ૨ ॥ શ્રી૦ એ આંકણી ॥ કર જોડી કહું છું સુણ સાહેબ, મિથ્યા તિમિર મિટાય ॥ મે૦ શ્રી૦ ૧ ॥ દોષ સહિત મુખડું મેં કીધું, પરનિંદા બહુ ગાય ॥ મે૦ શ્રી૦ ૨ ॥ પરનારી નિરખેસેં નયણાં, નિર્મળ નાહીં ગિણાય ॥ મે૦ શ્રી૦ ૩ ॥ પરપીડા ચિંતિને ચિત્તમાં, ચિત્ત કર્યું દુઃખ દાય ॥ મે૦ શ્રી૦ ૪ ॥ ધન્ય દૃષ્ટિ જેણે તુમને જોયા, સુંદર તેહ મનાય ॥ મે૦ શ્રી૦ ૫ ॥ ધન્ય રસના જેણે સ્તુતિ રસ લીનો, તેહ પ્રમાણ કરાય ॥ મે૦ શ્રી૦ ૬ ॥ ધન્ય હૃદયકજ તેહનું કહીએ, જિન હંસ લીયોરે બેઠાય ॥ મે૦ શ્રી૦ ૭ ॥

## શ્રીશાંતિનાથજીન સ્તવન.

॥ રાગ જંગલો ॥

**મહાવીર તોરે સમવસરણુકીરે ॥ એ દેશી ॥**

શાંતિજિન મૂર્ત્તિ તોરી લાગે મને પ્યારીરે. હું નીરખું દીલમાં ધારી ॥ શાં૦ ॥ એ આંકણી૦ ॥ કંચન સમ કાયારે, શાંતિનાથ કહાયારે, પ્રણમું હું તોરે પાયા, તુજ અજબ ધ્યાન લગાયા ॥ શાંતિ૦ ૧ ॥ શાંત વદન તુમ શોભેરે, ઈંદ્ર ચંદ્ર મન લોભે રે, તુમ નયન યુગલને મોભે. મૃગનાં નેત્રો નહિ શોભે ॥ શાંતિ૦ ૨ ॥ પદવી એ પામીરે, ચક્રીજિન સ્વામીરે, વંદું છું હું શિરનામી, નહીં તુમ દર્શન-માં ખામી ॥ શાંતિ૦ ૩ ॥ તુજસમો કોઇ નાણી રે, જગમાં નહીં પ્રાણીરે, તુમ મુક્તાફલ સમ વાણી ચાખી હંસે ગુણ ખાણી ॥ શાંતિ૦ ૪ ॥

## શ્રી કુંથુજીન સ્તવન.

॥ રાગ દાદરો-ચાલ ઇંગ્રેજી વાજાની ॥

કુંથુ જિનેંદ્ર ચંદ્રપ્રભુ એસી દયા કરી, હમકું

લગાઇ નેહ પ્રીત ઓર શું ધરી ॥ કુંથુ૦ ૧ ॥
અપના સુણાઈ નામ મેરા ચિત લીયા હરી, અબ
કયા ગુનાહમેરા પ્રીતસેં ગયે ડરી ॥ કુંથુ૦ ૨ ॥
તુમ દર્શ કું તરસે છે મેરી આંખડી ખડી, પ્રભુ દી-
જીએ દર્શન માફ માગું પગ પડી ॥ કુંથુ૦ ૩ ॥ તુમ
ધ્યાન વિના જાય મેરી પાપમેં ઘડી, તુમ મૂર્ત્તિ
વિના ધ્યાન મેરા જાય છે ગડી ॥ કુંથુ૦ ૪ ॥ જીસ્સેં
તુમેરા નેહ ઉસ્સેં મેરા બી વલી, પ્રભુ કીજીએ દયાલ
મિલે લક્ષ્મી ભલી ॥ કુંથુ૦ ૫ ॥

## શ્રી અરનાથ જીન સ્તવન.

શ્રીશ્રી શાંતિનાથ જોડું હું બે હાથ,. ॥ એ દેશી ॥

અરનાથ જિનરાજ, પકડ કુમતિ હાથ, તું હોય
જાસ નાથ, નહિનો ઝુરેગા દિન રાત ॥ એ ચાલ ॥
સાચી મૂર્ત્તિ સાહેબકી હે, ઐસી નહિ કોઈ હોય,
જૈનધર્મ કે પંડિતોને પરખી લીધી સોય ॥અરનાથ૦
૧ ॥ દ્રૌપદીએ પ્રતિમા પૂજિ હે, જ્ઞાતાસૂત્રે જોય,
કામદેવકી પ્રતિમા આગળ, નમુથ્થુણું નહિ હોય ॥
અરનાથ૦૨ ॥ જંઘાચારણ વિદ્યાચારણ,પ્રતિમા વંદન

કાજ, નંદીશ્વર દ્વીપે જા પહોચે, ભગવતી દેખો આજ ॥ અરનાથ૦ ૩ ॥ જો તે મુનિયો વિદ્યાસેં વલી, સેલ કરનકું જાય, તો વહાંકે પરવતકોવંદી, કૈસે નહીં મકલાય ॥ અરનાથ૦ ૪॥ સૂર્યાભે પ્રતિમા પૂજિ હે, રાયપસેણી પાઠ, વોહ પણ કુમતી કર્ણ વિવરમેં, તપ્ત ત્રપુ જયું ઠાઠ ॥ અરનાથ૦૫ ॥ ચૈત્ય શબ્દકા જ્ઞાન અર્થ તું, કરે ધરી મન હામ, પણ પંડિત હંસોકી સમાજે, કાગ પરે તુજ ધામ ॥ અરનાથ૦ ૬ ॥

## શ્રી મલ્લીનાથજિન સ્તવન.

### ॥ રાગ પરજ ॥

નિશ દિન જોઉં તારી વાટડી, ઘેર આંવાને ઢોલા—એ દેશી.

મલ્લી જિનેશ્વર સાહેબા, વસીયા મન મેરા, હૃદય કમળ થાપન કરી, ધરૂં ધ્યાન મેં તેરા ॥ મલ્લી૦ ૧ ॥ મહાદેવ તુઝ માનકે, અન્ય દેવકું છોડા, જિસ તુલ્ય જગમેં કો નહિ, ઉનકા કુણ જોડા ॥ મલ્લી૦ ૨ ॥ અનુચિત કથન કરણસેં, બ્રહ્મા શિર તોડા, જાગ્રતરાય મદનસેં રવિ બનગયા ઘોડા ॥ મલ્લી૦ ૩॥ વચનભ્રષ્ટતા હોણસેં હરિ રોગ હે ડોલા,

લુપ્ત શિક્ષ કુકર્મસેં બનગયા હર ભોલા ॥મલ્લી૦૪॥ તિણ કારણ નહીં દેવ એ, ઇમ બહુ જન બોલા, મોહરાય પ્રતિમલ્લ હે, મલ્લિનાથ એકીલા ॥ મલ્લી૦, ૫ ॥ પ્રભુ દર્શનસેં પામવા, અનુભવ રસ ચોલા, તુમ પદ પદ્મ સરોવરે, કરે હંસ કલ્લોલા ॥મ૦૬॥

## શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

॥ રાગ પીલુ ॥

તીર્થ ઉજારો અબ, કરીએ ભવિક વૃંદ. ॥ દેશી ॥

મુનિસુવ્રત જિન, નમીને ચેતનરાય, જાચો રે સુગતિ ગાય, ગુણગણ વૃંદરે ॥ મુનિસુવ્રત૦ ॥આંકણી॥ સ્વામી જિનાધીશ જોય, ભવભય દુઃખ ખોય, જય-જયકાર હોય, કટે કર્મ કંદરે ॥ મુનિ૦ ૧ ॥ સેવના પ્રભુની કરી, પાપ પંક પરીહરી, શુભ પંથ પગધરી, હરો સર્વ ફંદરે ॥ મુનિ૦ ૨ ॥ મનમાં મગન થાઈ, સેવો જિન તુમ ભાઈ, કરો ન દગાઇ કાંઇ, વરોને આ-નંદરે ॥ મુનિ૦ ૩ ॥ દેવની કરીને સેવ, દૂરે કરી ખોટી ટેવ, ધ્યાન ધરો નિત્ય મેવ, પદ્માનો નંદરે ॥ મુનિ૦૪॥ પ્રાવૃટ કાલને લહી, હંસ જાય સર બહી, તિમ તજી જાવો મહી, જિહાં પ્રભુ ચંદરે ॥ મુનિ૦ ૫ ॥

# ॥ શ્રી નમિજીન સ્તવન ॥

॥ રાગ–માઢ ॥

થારી ગહરે અનાદિની નિંદ. ॥ એ દેશી ॥

પ્રભુ વપ્રા નંદન ચંદ, નમી જિન જોવો તો સહી, જોવો તો સહી, મ્હારા સાહિબ જોવો તો સહી ॥પ્રભુ૦ ॥એ આંકણી ॥ જ્ઞાનવંત ભગવંત, ધ્યાનમાં લેવો તો સહી, મારા સાહિબ, લેવો તો સહી, તુમવિણુ કુણુ છે આધાર, મને ટુક કહેવો તો સહી ॥ મે૦ પ્ર૦ ૧ ॥ સકલ કલા કલાપ તુમે, પ્રભુ દેવો તો સહી ॥ મે૦ ॥ પ્રભુ જ્ઞાત તત્વ ત્રણુ તત્વ રૂપ, દ્યો મેવો તો સહી ॥ મે૦ પ્ર૦ ૨ ॥ ભાગ્ય હીન નહી દેવને, પામે તેવો તો સહી ॥ મે૦ ॥ શ્રી નમીનાથ મહારાજ, તમારા જેવો તો સહી ॥ મે૦ પ્ર૦ ૩ ॥ તિણુ કારણુ મુઝ ભાગ્ય હીનતા, ધોવો તો સહી ॥ મે૦ ॥ કરી નિરમળ નિરૂપમ અદ્‌ભુત, સુંદર છોવો તો સહી ॥ મે૦ પ્ર૦ ૪॥ નીલ કમલ ઉરૂમાં થાપી, પત ખોવો

તો સહી ॥ મે૦ ॥ એ હંસ તણું છે કામ તુમે, કેમ ઢોવો તો સહી ॥ મે૦ પ્ર૦ ૫ ॥ હંસ બેઠાવી ત્યાંય તુમે યશ ખોવો તો સહી ॥ મે૦ ॥ પ્રભુ હિતકારી મહારાજ, જગતના હોવો તો સહી ॥ મે૦ પ્ર૦૬ ॥

## ॥ શ્રી નેમિનાથ જિન સ્તવન ॥

### ॥ રાગ–ભૈરવી ॥

લાગી લગન કહો કૈસે છૂટે, પ્રાણજીવન૦ દેશી ॥

નેમી જિણંદ જુહારરે પ્રાણી, નેમી જિણંદ જુહારરે ॥ એ આંકણી ॥ શિવાદેવી જડરે જન્મ લીઓ હે, તીન જ્ઞાન દીલ ધાર રે ॥ તી૦ ને૦ ॥૧॥ ગદા કૌમોદિકી વાલકે કીની, જેસી વૃક્ષકી ડાલ રે ॥ જે૦ને૦ ॥૨॥ અદ્‌ભુત બલ દેખી ચિત ચમક્યો, હરિ ભયો હરિવત કાલ રે ॥ હ૦ને૦ ॥૩॥ રાજુલ રૂડી છોડ ચલે પ્રભુ, જાઇ ચઢે ગિરનાર રે ॥ જા૦ ને૦ ॥૪॥ અદ્‌ભુત ધ્યાન ધરિ તિહાં કીનો, શિવ૦ લક્ષ્મી સ્વીકાર રે ॥ શિ૦ ને૦ ॥ ૫ ॥

# ॥ શ્રી પાર્શ્વ જિન સ્તવન ॥

## ॥ રાગ ખમાચ ॥

શાંતવદન કજ દેખ તેન મધુકર મન લીનોરે ॥એ દેશી.

પાર્શ્વનાથ મહારાજ આજ દુર્ગતિ દુઃખ વારોરે, ભલા દુર્ગતિ દુઃખ વારોરે ॥પાર્શ્વ૦॥ એ આંકણી॥ તેં પ્રભુ રાગ ઉરગ મહાક્રૂર, વઢ દારૂણ કર્યો ચકચૂર, વિનતા નંદન જેમ શૂર, ભલા૦ નિર્ભય સુખ ધાર્યો રે ॥ ભલા૦ પાર્શ્વ૦ ૧ ॥ અત્યંત દ્વેષી રોષી દ્વેષ, ભિષણુને પ્રભુ તુમે વિશેષ, મહા ભટની પરે જિનેશ, ભલા૦ જીત્યો જયકારો રે ॥ ભલા૦પાર્શ્વ૦ ૨ ॥ છલ ગવેષી મહા વિકરાળ, મોહ પિશાચ જગતનો કાલ, તેનો નિગ્રહ કીધો લાલ, ભલા૦ જેમ માંત્રિક સારો રે ॥ ભલા૦ પાર્શ્વ૦ ૩ ॥ અશ્વસેન કુલ કમલ ઉલ્લાસ, કરવામાં પ્રભુ રવિ પ્રકાશ, વામા ઉદર દરીમાં ખાસ, ભલા૦ કેશરી અવતારો રે ॥ ભલા૦ પાર્શ્વ૦ ૪ ॥ ઇક્ષ્વાકુ કુલ ભૂષણ ગુણવાન્ ગત દૂષણ દૂરી કૃત માન, ઉભય પક્ષ જસ હંસ સમાન, ભવકૂપ નિવારો રે ॥ ભલા૦પાર્શ્વ૦ ૫ ॥

## ॥ શ્રીમહાવીર જિન સ્તવન ॥

### સિદ્ધાચળગિરિ ભેટયારે ધન્ય૦ ॥ દેશી ॥

મહાવીર જિન જગ પ્યારારે, મન મોહનગારા, ત્રિશલા નંદન પ્યારારે, મન મોહનગારા ॥ એ આંકણી ॥ પ્રાણુત દેવલોકથી ચવીયા, જગ જનના આધારા, ત્રિશલા ઉદર સરોજ હંસ જ્યું, સ્વામી લણો અવતારા રે ॥ મન૦૧ ॥ માતા ચૌદ સુપન તવ દેખે, અનુક્રમે મંગલ કારા, ગજવર વૃષભ સિંહને દેવી, દામ શશી રવિ સારારે ॥ મન૦૨ ॥ ધ્વજ કુંભ પદ્મ સરોવર સાગર, દેવ વિમાન ઉદારા, રત્ન સમુહ વહ્નિની જ્વાલા, રાણી કહે સુણ વહાલા રે ॥ મન૦૩ ॥ શું ફલ હોશે કહો મુઝ સ્વામી, તવ કહે રાય વિચારા, રાજ્યપતિ રાજા તવ નંદન, થાશે જિન મનોહારા રે ॥મન૦૪॥ ચૈતર શુદી તેરશને દિવસે, જન્મ થયો સુખકારા,નારકને પણ આનંદ તે દિન, હંસાદિક જયકારારે ॥ મન૦૪ ॥

॥ ઇતિ ચોવીશી સમાપ્ત ॥

# શ્રી લુણસાવાડા મંડન સંભવજીન સ્તવન

॥ મોરી વિનતડી અવધારો સાહેબ ॥ દેશી ॥

સેવો અમદાવાદના લુણસાવાડે, શ્રી સંભવ જીનરાજ, જગ બંધવ જગ સાથ-વાહ છે ત્રિભુવનના શિર તાજ ॥ સેવો૦ ॥ ૧ ॥ વીતરાગ સર્વજ્ઞ પ્રભુ છે, સર્વ દેવના દેવ, યથાર્થ વસ્તુ વાદી રૂડા છે જગના ગુરૂરાજ ॥ સેવો૦ ॥ ૨ ॥ અનુત્તર પુન્ય સંભાર ભરેલા, ત્રણ લોકના નાથ, જાવ જીવ ભગવંતનું શરણું લેતાં સરશે કાજ. ॥ સેવો૦॥ ૩ ॥ રાગ રોષ ને મોહ રહિત છે જન્મમરણ હરનાર, કર્મ કલંક વિમુક્ત થયા પ્રભુ, તારણ તરણ ઝહાજ. ॥ સેવો૦ ॥ ૪ ॥ નીરૂપમ સુખભંડાર ભરેલા, સિદ્ધિપુરી શણગાર, હંસપરે ભવસાગર તરવા, તરી સમા મહારાજ ॥ સેવો૦ ॥ ૫ ॥ ઓગણીસેં એકાસી માગસર, સુદિ પાંચમ દિનસાર, શહેર યાત્રા કરી સ્તવન ગાય છે, સુંદર જૈન સમાજ ॥ સેવો૦ ॥ ૬ ॥



# ફીકાભટનીપોળ મંડન ડોસલા પાર્શ્વનાથ અને વિમલજીન સ્તવન.

॥ઓધવજી સંદેશો કહેજો શામને–એ દેશી.

શ્રી ડોસલા પાર્શ્વનાથ અને વિમલ પ્રભુ, ફીકાભટની પોળના દેવલ માંહી જો, હેઠળ ઉપર મૂળનાયક પ્રભુ પૂજતાં, પાપ ટલે તત્કાલ પૂજકનાં તાંહી જો ॥શ્રી૦ ડો૦ ૧ ॥ ત્રણુ ભુવનના મિત્ર પ્રભુ છે મનોહર, વિમલનાથજી નિર્મલતા ધરનારજો, ઉપશમ રસ વરસાવા દીધી દેશના, સાંભળી નરનારી ઉતર્યા ભવ પાર જો ॥ શ્રી૦ડો૦૨ ॥ ત્રણુ જગતના પ્રકાશકછે પ્રભુ પાસજી, લોક તણી શુભ આશાના પુરનાર જો, શિવ નગરીમાં નિવાસ કર્યો છે સ્વામીએ, નાશ કરી ભવ પાસ તણો તે વાર જો ॥ શ્રી૦ડો૦ ૩ ॥ શુક્લધ્યાન ધરનાર વિમલજીનનાથની, ઉજ્વલ મૂર્ત્તિ શોભે અપરંપાર જો, દેવ દાનવ ધરે ધ્યાન તે નિ- ર્મળ ચિત્તશું, આતમ નિર્મળ કરવા કારણુ સાર જો ॥ શ્રી૦ડો૦૪ ॥ શ્યામ સુંદર શોભે મૂર્ત્તિ પ્રભુ પાસની, રત્ન જડિત મુગટથી અતિ મનોહાર જો,

મેઘ ઘટા સાથે શોભે જેમ વીજળી, સેવક હંસ તરે ભવ પારાવાર જો ।।શ્રી૦ડો૦પ।।

## શ્રીમાતરમંડન સાચાદેવ શ્રીસુમતિનાથ
## ।જન સ્તવન.

**ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ દેશી.**

માતરમાં સુમતિનાથ સાચા દેવ છે, સેવા કરવી પ્રભુજીની નિત્ય મેવજો, મુંજ ગામના બારોટની ભૂમિ થકી, પ્રગટ થયા[१] સુપનું આપી તતખેવ જો, ।। માતર૦ ૧ ।। ગામ ગામના લોક મળ્યા બહુ સામટા, લેઈ જવાને પોત પોતાને ગામ જો, પણ માતરના શ્રાવકના પુન્યે કરી, બળદ વિનાનું ગાડું વળીયું આમ જો ।।માતર૦૨।।બળદ જોડી પછી ખેડા પાસે ખંત શું, આવ્યા ત્યારે સેઢી નદીમાં પૂર જો, દેખી લોક પાછા વળવા ચાહતા હતા, પણ બળદોને આવ્યું તિહાં અતિ સુર જો ।। માતર૦ ૩ ।। ઘણા લોક ગાડું અટકાવવા ઊપડ્યા પણ લોકો સાથે ગાડું

---

१ દેવચંદ વેલજી, નથુગાંધી, જીવરાજભાઈએ ત્રણ શ્રાવકોને સુપનું આપ્યું હતું.

તત્કાળ જો, જોત જોતામાં પવનવેગથી ઊતર્યું, સહિ સલામત પ્રતિમા સાથ સંભાળ જો ॥ માત૨૦૪ ॥ ચમત્કાર દેખીને સર્વ ચકિત થયા, થયા વળી અચરજ માંહે ગરકાવ જો. સાચા દેવપાડ્યુ તવ નામ સોહામણું, સત્ય બનેલો દેખી એહ બનાવ જો ॥ માત૨૦ ૫ ॥ અઢારસેં તેપનના શ્રાવણ માસમાં, માતર માંહે પધાર્યા દેવ દયાળ જો, ત્રણ શિખરનું દેહરૂં થયું ત્યાં દીપતું. અઢારસેં ચોપનની સુંદર સાલ જો ॥ માત૨૦૬ ॥ પ્રતિષ્ઠા મહોત્સવ કરી પ્રભુ પધરાવીઆ, જેઠસુદિ ત્રીજ શુભ દિવસે ગુરૂવાર જો, બાવન દેહરો બાંધવા માંડી તાહરે, અટકાવે બચ્ચા મીઆં ઇજારદાર જો ॥ માત૨૦ ૭ ॥ પૈસા લઈ બીન હકના આપી રજા ખરી, પણ રાત્રે પડ્યો ગેબી મીયાંને માર જો, ઊંઘ ઊડી ગઇ તેથી તે ડરીઓ ઘણું, દંડ સહિત દ્રવ્ય આપી નમે વારંવાર જો ॥ માત૨૦ ૮ ॥ અઢારસેં સત્તાણુમાં દેરીયો તણી, પ્રતિષ્ઠા થઈ ત્યારે ચાલી હજારજો, માણુસની મેદની મળી હતી માતર વિષે, અન્ય મતિએ પણ કીધી તસ સાર જો ॥ માત૨૦૯ ॥ ઇંટો ચુનાના

ચૈત્યને જોઇ પથ્થર તથા, આરસ મય નિપજાવી કરે ઉદ્ધાર જો, શેઠ જમનાભાઇને શેઠાણી માણેકબાઇ, લાખો ખરચી ઉતરવા ભવપાર જો ॥માત૨૦૧૦॥ સંવત ઓગણીસેં એકાશી સાલમાં, વસંતપંચમી પૂજા ભણાવી સાર જો, લક્ષ્મીવિજય ગુરૂરાજ પસાએ સ્તવન રચ્યું, સાચા દેવનું હંસવિજય ધરી પ્યારજો ॥ માત૨૦ ૧૧ ॥

## ॥ ખંભાત મંડન જિનભુવન સ્તવન ॥

### વહાલા વીરજીનેશ્વર જન્મ જરા નિવારજોરે ॥ એ ચાલ ॥

રૂડાં ખંભાતનાં દેવ દેવલ જુહારીએ રે, કર્મ કચવર દૂર કરવા ચૈત્ય બુહારીએ રે ॥ એ આંકણી ॥ કુમારપાળ આવી ઇહાં ચઢીઓ, હેમસૂરીશ્વર ચરણે પડીઓ, શત્રુ થકી ઉગરીઓ, ગુરૂ એવા ધારીએ રે ॥ રૂડાં૦૧ ॥ હીરસૂરીશ્વર યહાં પર આવ્યા, અઢલક દ્રવ્ય ખરચી પધરાવ્યા, મૂર્ત્તિ શક્કરપુર ગુરૂમંદિરમાં ભાલીએ રે ॥ રૂડાં૦ ૨ ॥ થંભણપાસ પ્રભુની મૂર્ત્તિ, યહાં મણિમય શોભે દુઃખ ચૂરતિ, જયતિહુઅણ સ્તોત્રેથી સ્તુતિ ઉચ્ચારીએ રે ॥ રૂડાં૦ ૩ ॥ અભય-

દેવસુરીશ્વર રાયા, સ્તોત્ર રચી નિજ કુષ્ટ મિટાયા, નવ અંગની ટીકા રચી એ ઉપગારીએ રે ॥રૂડાં૦૪॥ યોગી નાગાર્જુને પ્રભુ પાસે, કરી હતી સોના સિદ્ધિ ઊલ્લાસે, એવા સિદ્ધિ દાયક પ્રભુ ગુણ સંભારીએ રે ॥ રૂડાં૦૫ ॥ માણેકચોકનું દેવલ સુંદર, ભૂમિ ગૃહ શોભે તસ અંદર, રૂષભદેવ પુંડરિક પૂજી દિલ ઠારીએ રે ॥ રૂડાં૦ ૬ ॥ ઓગણીસ દેવલ સહિત બિરાજે, મોટું દેહરૂં ગગનમાં ગાજે. સાત શિખરનું દેખી દુઃખ નિવારીએ રે ॥રૂડાં૦૭॥ શહેર બિચ શોભે તે દેહરૂં, જંબુદ્વીપ માંહે જેમ મેરૂ, મૂલનાયક ચિંતામણિ પાસ પખાલીએરે ॥રૂડાં૦૮॥આરિસા ભુવન સમાન મનોહર, કાચ જડિત દેવલમાં સુખકર, અજીત વીર પ્રભુ, પધરાવ્યા ઉપગારીએ રે ॥ રૂડાં૦ ૯ ॥ આતમ કમળ લાયબ્રેરી જ્યાં છે, ચૈત્ય ચિંતામણી પાસનું ત્યાં છે, થંભણપાસ પૂજી ભોંયરૂં સુધારીએ રે ॥ રૂડાં૦૧૦ ॥ ઈત્યાદિક સાઠ મોટાં દેરાં, પંદર ઘર દેરાં જીન કેરાં, હંસ પરે જુહારી આતમ તારીએ રે ॥રૂડાં૦૧૧॥ સંવત ઓગણીસેં એકાશી, ફાગણ સુદિ એકમ તિથિ ખાસી, સ્તવન રચ્યું ભક્તિથી રહી જૈનશાલીએ રે ॥ રૂડાં૦૧૨ ॥

# ઊમેટામંડન શ્રીસુમતિનાથજિન સ્તવન

## મોજડી વિના શું આવ્યારે સુંદર વરરાજા ॥ એ દેશી ॥

ઊમેટા નગરમાં આવ્યા રે, દર્શન કરવાને ॥ ૧ ॥
ઠાકોર સાહેબે તેડાવ્યા રે, દર્શન કરવાને ॥ ૨ ॥
સાથે પંન્યાસજી સુહાયા રે, દર્શન કરવાને ॥ ૩ ॥
સંપત વિજય હર્ષાયા રે, દર્શન કરવાને ॥ ૪ ॥
સુમતિનાથ મન ભાવ્યા રે, દર્શન કરવાને ॥ ૫ ॥
શિર બે ગભારે નમાવ્યાં રે, દર્શન કરવાને ॥ ૬ ॥
ચોમુખજી ચિત લાવ્યા રે, દર્શન કરવાને ॥ ૭ ॥
રાયણ હેઠળ ધ્યાયા રે, દર્શન કરવાને ॥ ૮ ॥
આદિ જીણંદના પાયા રે, દર્શન કરવાને ॥ ૯ ॥
પદમાવતી શિર કાયા રે, દર્શન કરવાને ॥ ૧૦ ॥
પારસનાથ સુખદાયા રે દર્શન કરવાને ॥ ૧૧ ॥
અઠ્ઠાઈમહોત્છવ મંડાયારે, દર્શન કરવાને ॥ ૧૨ ॥
ઠાકોર સાહેબ લક્ષચાયારે, દર્શન કરવાને ॥ ૧૩ ॥
દેરે ઊપાસરે સધાયા રે, દર્શન કરવાને ॥ ૧૪ ॥
હંસવિજય ગુણ ગાયા રે, દર્શન કરવાને ॥ ૧૫ ॥

## શ્રી સંભવ જિન સ્તવન.

રાગ ફાગ ॥ જિતારિ રાય સુખ પાવે હે. ॥ જિ૦ ॥ એ અંચલી ॥ સંભવ જિનવર પુત્રને નિરખી, ગોદ બિચ પધરાવે હે. ॥ જિતારિ૦ ॥૧॥ કબહિક શિરપર કબહી હૃદયમેં, માણિકયકી તરે લાવે હે ॥ જીતારિ૦ ॥ ૨ ॥ જ્ઞાનવાન પણ બાલ ચાલપણું, લોકને પ્રભુજી દિખાવે હે ॥જીતારિ ॥૩॥ રત્નજડિત ઘરમેં પ્રતિબિંબિત, ચંદ્રકી ગાડી બનાવે હે ॥ જિતારિ૦ ॥ ૪ ॥ સાટ માર સમ દેવો પાછલ, હાથી પરે પ્રભુ ધાવે હે ॥ જીતારિ૦ ॥૫॥ મિત્ર રૂપ દેવોને ગેરી, રક્ષ રક્ષ ઉચરાવે હે ॥ જીતારિ૦ ॥ ૬ ॥ કૃપાવાન્ પ્રભુજી નિજ હાથે,હેત કરીને ઉઠાવે હે ॥ જીતારિ૦ ॥ ૭ ॥ હાથ જોડ સુર બાલક રૂપે, પ્રભુજી તણા ગુણ ગાવે હે ॥ જીતારિ૦ ॥ ૮ ॥ ક્રિડા કુંડ પર જાય પ્રભુજી,હંસ બાલ પરે ન્હાવે હે ॥ જીતારિ૦ ॥ ૯ ॥

## શ્રી રાજનગર (અમદાવાદ) તીર્થમાલા.

### રચનાર-મુનિશ્રી રત્નવિજયજી, સં. ૧૯૧૨.

॥ દુહા ॥ વચનસુધારસ વરસતી, સરસતી સમરી

માય ॥ ગુરૂ ગીરૂઆ ગુણ આગલા, તેહના પ્રણમું પાય ॥૧॥ ગુજ્જર ધરમેં ગાજતો, રાજનગર સુભથાન ॥ મોટાં મંદિર જિનતણાં, સુણીયે સત અનુમાન ॥૨॥ કિણ કિણ પોલે દેહરાં, તીર્થંકર અભીધાન ॥ રસના સુચી કરવા ભણી, પભણું તસ અહીઠાણ ॥ ૩ ॥

॥ ઢાળ ૧ લી ॥

॥ પ્રભુ પાસનો મુખડો જોવા, ભવ ભવનો દુખડો ખોવા ॥ એ દેશી ॥ જુહરીવાડે જિનવર ધામ, માનું શિવમારગ વિસરામ ॥ પહેલાં ધર્મ જિણંદ જુહારો, મનમોહન સંભવ સારો ॥ ૧ ॥ વાસુ-પૂજયનો મુખડો નિહાલ, આજ આણંદ અધિક દિવાલિ ॥ સોદાગર પોલમેંસાર, શાંતિજિન જગ-દાધાર ॥ ૨ ॥ જૂહરી પોલને લેહરિયા નામ, બે વીરજિનેસર ધામ ॥ વાસુપૂજય દીઠાં આણંદ, બે શાંતિનાથ જિણંદ ॥ ૩ ॥ જગવલ્લભ જગતનો સ્વામી, નીસા પોલમેં અંતરજામિ ॥ સહસફણા શ્રીપારસનાથ, ધર્મ શાંતિ શીવપુર સાથ ॥ ૪ ॥ ચિંતામણ પારસદેવ, સૂર ઇંદ્ર કરે સહુ સેવ ॥ પાડે

શેખને ચાર વિહાર, વાસુપૂજ્ય શીતલ જયકાર ॥
॥ ૫ ॥ શાંતિનાથ ને અજિત જિણંદ, મુખ જોતાં
કરમ નિકંદ ॥ દેવસાને પાડે ન્યાસ, ચિંતામણી
શામલા પાસ ॥ ૬ ॥ ધર્મનાથ જગતનો સૂર,
શાંતિનાથ દિઠાં સુખ પુર ॥ તીલકસાની પોલ સુ-
થાન, શાંતિજિન તિલક સમાન ॥ ૭ ॥ પોલ
પાંજરે ચાર પ્રાસાદ, ભેટિ શાંતિ મેટો વિખવાદ ॥
વાસુપૂજ્ય શીતલ જિનસાર, પ્રભુ પૂજી કરો ભવ
પાર ॥ ૮ ॥ મુડેવાની ખડકી એક, તિહાં દેહરાં
દોય વિવેક ॥ મુડેવા પારસ પામી, ધર્મનાથ નમું
શિરનામી ॥ ૯ ॥ શાંતિનાથ હરણ ભવતાપ. મહા-
જનને પાંજરે આપ ॥ એક ચત્ય કાલુપૂર દીઠો,
જિનશાંતિ સુધારસ મીઠો ॥ ૧૦ ॥ ધનાસુથારની
પોલ પ્રકાસ, ત્રણ દેહરાં દિઠાં ઉલ્લાસ ॥ શ્રી આદિ-
સ્વર દીન દયાલ, દીઠાં પારસ પાપ પયાલ ॥૧૧॥
કુંથુનાથ વદો નર નાર, કાલુ સંઘવીની પોલ
મઝાર ॥ બે દેહરાં અમર વિમાન, ચિંતામણી
અજિત નિદાન ॥ ૧૨ ॥ ઝાંપડાપોલ જુહારણ
કોડ, શાંતિનાથ નમું કરજોડ ॥ રાજા મેતાની પોલ

ઉદ્દાર, દોય દેહરાં સુખ દાતાર ॥૧૩॥ કંથુનાથ આદિ-
સ્વર તાર, બીજો તારક નહિ સંસાર ॥ ચંગપોલમેં
નેમ સુરંગ. મુખ દેખણ અમને ઉમંગ ॥ ૧૪ ॥
ગોલવાડની પોલ સમાજ, જિનરાજ મહાવીર મહા-
રાજ ॥ પુર સારંગ–તલિયા જાણ, પ્રભુ પારસ
અભીનવ ભાણ ॥ ૧૫ ॥ કામેસ્વર પોલ નિહાલિ,
જિન સંભવનાથ સંભાલિ ॥ વાગેસ્વરી પોલ વિખ્યાત,
આદીસ્વર ત્રિભુવન તાત ॥ ૧૬ ॥ ચામાચેજ્યાની
પોલ પ્રધાન, નાથ સંભવ ચંદ્ર સમાન ॥ પોલ નામે
સામલા પાસ, વીર શાંતિ નમો ઉલ્લાસ ॥૧૭॥ જિન
વંદન લાભ અપાર, બોલે ગણધર સૂત્ર મઝાર ॥ જિન
વંદે થઈ ઉજમાલ, ભવ ત્રીજે વરે શીવમાલ ॥૧૮॥
॥દૂહા॥ ચંદ્ર કીરણ સમ ભામતો,[1] ચંદ્ર કીરણ જસ
નામ ॥ ધન પિપલિ પોલે સદા, અતિ ઉત્તમ જિન
ધામ ॥ ૧ ॥ ઢ.લની પોલે વંદના, મુનિસુવ્રત
મહારાય ॥ તુમ પદ વંદન ભવિ લહે, તીર્થંકર
પદ પ્રાય ॥ ૨ ॥ જમાલપુરના પાસજી, કિધો પર
ઉપગાર ॥ ગોડિ જોડિ તુમ તણી, સુણિ નહિ સંસાર ॥

---

૧. શોભતો.

॥ ઢાળ ૨ જી. ॥

એક દિવસે જી સેઠ સુવ્રત પોસો કરે ॥ એ દેશી ॥ પોલ માંડવીજી તે માંહિ પોલાં ઘણી, કાકા બલિયાની સુવિધિ તણી પ્રતિમા સુણી ॥ હરિકીસનાજી પોલ શેઠની અતિભલી, પર ઉપગારીજી શાંતિ નિરખો રંગ રલી ॥ રંગ રલી જિન પાસ પેખો સહસ્ત્ર નાથ કૃણાવલી, પોલ ત્રીજી સમેતશિખરે જોતાં જિન કમલામલી ॥ સુરદાસ સુસાર શ્રેષ્ઠી પોલ તેહના નામની, આદિ જિનને નિર્ખ સજની કાંતિ ધનમે દામની ॥ ૧ ॥ જિન શીતલ રે લાલભાઈની પોલમેં, નાગ ભૂધર રે શાંતિ જિન રંગ રોલમેં ॥ ચોક માણુક રે મુહૂર્ત પોલ વિશાલ છે, જિન શિતલ રે ત્રિભુવનનાથ દયાલ છે ॥ દયાલ દીઠો અજીત જીનવર પોલ લુહાર તણી સુણી, રૂપ સૂરચંદ પોલ પ્રતિમા વાસુપૂજ્ય સુહામણી ॥ તીર્થ સ્વામી વિમલ મામાં દાઈની જ કી સદા, પોલ ધાંચી નાથ સંભવ સાથ દાયક શિવ મુદા ॥ ૨ ॥ જિન સંભવ રે ક્ષેત્રપાલના વાસમેં, ગતિ છેદી રે

નાથ મલ્યા સુખ રાસ મેં ।। ભેટી સુમતિ રે મુક્ત મનનો આંમલો,ચાર દેહરાંરે પોલ ફતાસાની સાંભલો ।। સાંભલો ભાવ સુજાણુ ચેતન વાસુપૂજ્ય વિરાજતા, શ્રેયાંસ જિનવર જગત ઇશ્વર સજલ જલધર ગાજતા ।। વીર મોટો ધીર મહિમેં ચૈત્ય ચોથો મન ધરો, સુમતી રમણી સ્વાદ લેવા ભવિક સેવા નિત કરો ।। ૩ ।। પોલ ટંબલે રે દીઠો અભિનવ દેહરો.

... ... ... ... ...

પોલ હાજે રે છાજે નવ શાસન પતિ, પોલમાંહિ રે શાંતિનાથની સુભમતિ ।। સુમતિ સેવો ચંદ શાંતિ જે ભણી ગ્રંથે વિધિ, નામ પોલનું રામ મંદિર મહાવીર મહિમા નિધિ ।। એહ પોલે ભવિક નિરખો શ્રીસુપારસ દિનમણિ, પીંપરડિની પોલમાંહિ સુમતિ જિન શોભા ઘણી ।। ૪ ।। પાસાની રે પોલે ઋષભ દિવાકરૂ, દુજા જિનવર રે ધર્મ અનંત ગુણાકરૂ ।। કૂવે ખારે રે પોલે સંભવ જિન તપે, લાંબેસ્વર રે બે જિન યોગીસ્વર જપે ।। જપે યોગી સહસ્રફણના સામલા સુહામણા, નામ સમરો ભવિક ભાવે પાસ પ્રભુ રલિઆમણા, ।। દોસિવાડે

દોય દેહરા નાથ સકલ ગુણાકરા, પાર્શ્વ ભાવા જગત ચાવા સ્વામીશ્રી સીમંધરા ॥ ૫ ॥ વાડે કુસમે રે શાંતિજિન પ્રતપે અતિ: મારવાડિ રે ખ-ડકીમાંહે જિનપતિ ॥ દેવ દુજા રે નિત સમરે સુર નરપતિ,પોલ સારી રે કાઠારીની સુભમતિ ॥ સુભમાત સુણજ્યો તેહમાંહિ પોલ વાઘણ પરઘડી, જગતવલ્લભ નાથ સમરૂં કેમ વિસરૂં ઇક ઘડિ ॥ તેહ પાડે ચૈત્ય સારાં પટ તાણુ સંખ્યા સુણો, આદીશ્વરને અજીત સ્વામી દોય શાંતિજિન ભણો ॥ ૬ ॥ ચિંતામણી રે પારસ આસા પૂરતો, વીર વદો રે સંકટ સંઘનાં સુરતો ॥ પોલ ચૌમુખરે કલીકુંડ નામે પાસ છે, વલિ શાંતિ રે દિનકર જેમ પ્રકાસ છે ॥ પ્રકાસ પ્રભુનો પોલ નગીના આદિ જિનવરનો સુણ્યો, સાહપુરમેં નાથ સંભવ ભક્તિ ભાવે સંથુણ્યો ॥ પંચ ભાઇની પોલ રૂડિ ચૈત્ય બે જિન રાજતા, આદિ શાંત દેવ દખી દેવ દુજા લાજતા ॥ ૭ ॥

દૂહા ॥ ઇસલ પારસનાથના, ગુણગણમણિ ગંભીર ॥ પૂજો કીકા પોલમેં, ભવજલ તરવા ધીર ॥ ૧ ॥ ભાવે નીરખું હરખમેં, સંભવ પ્રભુ દેદાર ॥ લુણ-

સાવાડે નિત નમું, નાથ હીયાનો હાર ॥ ૨ ॥ દર-
વાજે દિક્ષિતણે, વાડિ શેઠને નામ ॥ કિધી તિરથ
થાપના, શિવમારગ વિસરામ ॥ ૩ ॥ દિવાકર પ્રભુ
દીપતા, ધર્મનાથ અભીધાન ॥ ઓર ન અરજ હ-
જુરમેં, મુજરો લિજ્યો માન ॥ ૪ ॥

॥ ઢાલ ૩ જી. ॥

હવે અવસર જાણી કરે સંલેખણ સાર. એ દેશી ॥

સહુ ચલ નમીને વંદો ગુરૂ ગુણવંત, સત્બુદ્ધિ સાથે
અનુભવ સુખ વિલસંત ॥ પરીસહને સહવા દંતિ
જિમ રણધીર, શ્રુત રયણે ભરીયા દરીયા જેમ
ગંભીર ॥ ૧ ॥ દુરગુણને ટાલે પાલે શુદ્ધા ચાર,
જલ ઉપશમ ઝીલી વિમલ કરે અવતાર ॥ મહા-
જંગી જીત્યો કામ સુભટ નિરધાર નવકલ્પિ કરતા
ઉત્તમ આપ વિહાર ॥ ૨ ॥ સહુ આગમવાચક
ન્યાય તણા ભંડાર, વ્યાકરણ પ્રફુલ્લિત કરતા શબ્દ-
વિચાર ॥ કોશ નાટિક વક્તા સાહિત્ય ને વલી
છંદ; રાયસભામેં જયને કરે કુતીથિ નિકંદ ॥ ૩ ॥
ટીકા અવચુરિ નિર્યુક્તિના જાણ, ચુર્ણી ભાષ્યા-
સયદ્યોતક અભીનવ ભાણ ॥ ષટ્ શાસ્ત્રને જાણે

તાણે નહી લવલેસ, વીસ વરસ પ્રમાણે વીહરે સ-
ગલે દેસ ॥ ૪ ॥ સહુ દેશના સંઘને ઉપજાવે પર-
તીત, રૂચી પદને ધરવા રહે આપ અતીત ॥ સુદ્ધ
ચારિત્ર ધરતા વીતાં વરસ દુવીસ, પ્રાય તેહને આપે
આચારિજ ગણુ ઈસ ॥ ૫ ॥ પડિરૂવાદિક સહુ
ઉપદેશમાલા વ્યક્ત, ષટ્ત્રિંસત ગુણગણુ સૂરિપદના
યુક્ત ॥ પદ ધરવા એ વિધી વિશેષાવશ્યવીજ, યદિ
શીવસુખ અર્થિ ગુરૂ એહવાને ધીજ ॥ ૬ ॥ સાધુને
શ્રાવક પંડિત જેહનાં નામ, વલિ ગચ્છના સ્વામિ
લિજે તસ પરિણામ ॥ દેશ કાલ સંભાલિ શુદ્ધ
કરે ઉપદેશ, લૌકિક લોકોત્તર બાધક નહી લવલેશ
॥ ૭ ॥ તસ આણા ધારો જે કહે તે ઠીક, ઉપ-
દેસ પદાદિક શોડશકમે તહતીક ॥ ગીતારથ આપે
પીજ્યો વિષને આપ, અમૃને આપે અગીતારથ
છાપ ॥ ૮ ॥ તસ અમૃત છંડો નિણીત એક
અસાર, ગચ્છાચાર પયન્ને જોવો એ અધિકાર ॥
પડીક્રમણા અવસર અથવા બીજી વાર, અઢાઇજ્જેસુ
કીજે સૂત્રોચ્ચાર ॥ ૯ ॥ એ રીતે વંદો ચિહુંદિ-
શિના અણુગાર, સદ્દગુરૂને અભાવે વંદન એહ

પ્રકાર ॥ મૂઢ મચ્છરધારી અક્ષરનો નવિ બોધ, જગે જોધા થઇને કરે પરંપર શોધ ॥ ૧૦ ॥ કાય-કલેશને કરતા ધરતા મેલો વેશ, મન માન્યું બોલે કરે આગમ ઉદ્દેશ ॥ જિનશાસન ડોલે બોલે જલધિ મઝાર, ત્રિક યોગે કરજ્યો એહવાને પરિહાર ॥ ૧૧ ॥ અનુષ્ટાન કરંતા કરવા પરઅપમાન, માજાર તણી પરે ક્રિયાનો તોફાન ॥ ક્રોધિને કપટી લંપટી રસના જેહ, છલ હેરક હીણા કુગુરુ કહાવે તેહ ॥ ૧૨ ॥ જે સાધુ થઇને કરે કુશીલાચાર, પદ તેહને કરતાં વિધિવંદન વ્યવહાર ॥ જિણ આણ વિરાધે કરે અનંત સંસાર, મહાવીર પયંપે મહાનીશિથ મઝાર ॥ ૧૩ ॥ દોષ ઉત્તર દેખિ રાખો સમ પરીણામ, શુદ્ધ ધર્મ સુણાવે એહિજ ઉત્તમ કામ ॥ મલ માંહિ મોતી લેવાનો નવિ દોષ, ઉપદેશ સુણીને ધરજ્યો મન સંતોષ ॥ ૧૪ ॥ દૂહા ॥ કામ ભોગ મેલા અછે, આરત રૌદ્રનાં બીજ ॥ ધન જન એહથી ઓસર્યા, પ્રગટ્યા જસ બોધીબીજ ॥ ૧ ॥ રૂપવિજય વિદ્યાનિધિ, વિમલ ઉદ્યોત સુસંત ॥ વીર-

વિજય વચનાવલિ, થયા થવીર ગુણવંત ॥ ૨ ॥
સેઠ હરિમિત્ર સાંભરે, જેહના ગુણ અભીરામ ॥
વિસાર્યા નવી વિસરે, સજનજનનાં નામ ॥ ૩ ॥
કામકલ્લણ ભુડા નહિ, તિન સમય અણગાર ॥
શ્રાવકને વલી શ્રાવિકા, વંદો વાર હજાર ॥ ૪ ॥

॥ ઢાલ ૪ થી. ॥

હવે શ્રીપાલકુમાર ॥ એ દેશી ॥ તપગચ્છનો સુલતાન, સિંહસૂરીસ્વર જગજગો જી ॥ સત્યવિજય અભિધાન, શિષ વિભુષણ તસ થયો જી ॥ ૧ ॥ કિધો ધર્મ ઉદ્ધાર, સંવેગી નભ દિનમણિ જી ॥ કપૂરવિજય પટ્ધાર, ઉજ્જલ કમલા તસ તણીજી ॥ ૨ ॥ પદકજ મધુકર રૂપ............ જિનવિજય જિનરૂપ, પાટે તેહને નિરમલાજી ॥૩॥ વૃદ્ધિવિજય પંન્યાસ, હંસવિજય ગુરૂ ગુણનિધિ જી ॥ મોહનવિજય પાસ, આરાધનની બહુ વિધિ જી ॥ ॥ ૪ ॥ તેહના શિષ્ય પ્રધાન, અમૃતવિજય સુહામણા જી ॥ શીતલ ચંદ્ર સમાન, અતિશય ગુણગણ નહિ મણા જી ॥૫॥ પાલિપૂરને પાસ, હાથ પ્રતિષ્ટા

સાંભલિ જી ॥ ઝાઝો પ્રભુનો ઉજાસ, જિન જોતાં મતિ અતિ ભલી જી ॥ ૬ ॥ કાજલ કેસર જાત, નયણે જઇને નીહાલજો જી ॥ એહવા તસ અવદાત, ગુણ ગીરૂઆ સંભાલજ્યો જી ॥ ૭ ॥ બહુલા જૈન પ્રાસાદ. તસ ઉપદેશે નિપના જી ॥ દીઠાં અધિક આલ્હાદ, ઇંદ્રલોકે ગુરૂ ઉપના જી ॥ ૮ ॥ નરણી તુલ્ય પ્રકાસ, ગણધર ગોયમ જેહવા જી ॥ તસ પદ અધિક ઉલ્લાસ, તેજવિજય ગુણી તેહવા જી ॥ ૯ ॥ તપગણ હવણાં અધિપ, દેવેંદ્ર સૂરી પેખજ્યો જી ॥ કિજ્યો અવગુણત્યાગ, કેવલ ગુણને દેખજ્યો જી ॥ ૧૦ ॥ અમદાવાદ અચંભ, શેઠ હેમાભાઇ મહાગુણી જી ॥ સુણીયે શાસનથંભ, શેઠ હીયે કરુણા ઘણી જી ॥ ૧૧ ॥ સાધુ સમતાવંત, ગુણવંતી ગુરણી ઘણી જી ॥ નર નારી ધનવંત, ખાણ રતનની ઇહાં સુણિ જી ॥ ૧૨ ॥ ઓગણીસેંને બાર, સાર ચોમાસો શહેરમેં જી ॥ મુજ સિદ્ધચક્ર આધાર, પાર ઉતારે લહેરમેં જી ॥ ૧૩ ॥ શુક્લાશ્વિન મઝાર, નવપદ ઓલી ઉજલીજી ॥ આઠમ

દિન ગુરૂવાર, વાણિ ગુરૂ ગંગાજલી જી ॥ ૧૪ ॥ શિતલજિન ગુણમાલ, ચંદ્રકલા ગગને ટલિ જી ॥ પભણી ચારે ઢાલ, મનની આસા અમ ફલિ જી ॥ ૧૫ ॥ તેજવિજય જયકાર, શાંતિવિજય સમતા ધણી જી ॥ ઉપગારી અવતાર, બલિહારિ તસ પદ-મણી જી ॥ ૧૬ ॥ તસ પદ કિંકરમાન, રત્નવિજય મુનિ શિવ ભણી જી ॥ તીરથમાલા નામ, કિધિ રચના જિનતણી જી ॥ ૧૭ ॥ અલિકોચ્ચારણ પાપ, મિચ્છા મિ દુક્કડ મો ભણી જી ॥ કીજ્યો અવગુણ માફ, લિજ્યો સજ્જન ગુણમણી જી ॥ ૧૮ ॥

**॥ ઇતિ શ્રી રાજનગર તીર્થમાલા સંપૂર્ણ ॥**

## ॥ ચોવીશ જિનનો છંદ ॥

### ॥ ચોપાઇની દેશી ॥

પહેલા રિષભ જીનેશ્વર દેવ બીજા અજિત નમું નિત્ય મેવ ત્રીજા સંભવ સુખ દાતાર, ચોથા અ-ભિનંદન દુઃખ વાર ॥ ૧ ॥ પાંચમા સુમતિ આપે સદા, છઠ્ઠા પદ્મ પ્રભુ નમું મુદા, સાતમા સુપાર્શ્વ-પાસે પાસે વસુ, આઠમા ચંદ્રપ્રભુથી ઉલ્લસુ ॥૨॥

નવમા* પુષ્પદંત કહેવાય,દસમા શીતલનાથ સુહાય, અગીયારમા શ્રેયાંસ જિનેશ, બારમા વાસુપૂજ્ય ભજેશ ॥ ૩ ॥ તેરમા વિમલ વિમલકાર, ચૌદમા અનંત નમું વારંવાર, પંદરમા ધર્મ ધર્મ દાતાર, સોલમા શાંતિ શાંતિ કરનાર ॥ ૪ ॥ સતરમા શ્રી કુંથુનાથ, અઢારમા શોભે અરનાથ, ઓગણીસમા મલ્લીનાથ મુનીશ, વીશમા મુનિસુવ્રત જગદિશ ॥ ૫॥ એકવીસમા નમિ સમરૂં સદા, બાવીશમા નેમિ નમું મુદા, તેવીશમા પુરૂષાદાનીય પાસ, ચોવીસમા મહાવીર પુરે આશ ॥૬॥ વર્તમાન ચોવીશી એહ, સવારમાં સમરૂ ગુણ ગેહ, તપગચ્છ ગગનમાં સૂર્ય સમાન, વિજયાનંદ સૂરિ ગુણવાન ॥ ૭ ॥ પ્રથમ શિષ્ય પંડિત થયા તાસ, લક્ષ્મીવિજય મહારાજજી ખાસ, તસ શિષ્ય હંસવિજય હંસ સમા, પંન્યાસ સંપતને મન ગમ્યા ॥ ૮ ॥

---

* સુવિધિનાથ.

# પંદર તિથીની સ્તુતિઓ.

## કર્તા–શ્રી જ્ઞાનવિમળસૂરીજી

॥ પડવાની ॥ એક મિથ્યાત અસંયમ અવિરતિ, દુર કરી શીવ વસીયાજી, સંયમ સંવર વિરતી તણા ગુણ, ક્ષાયક સમકીત રસીયાજી, કુંથુ જિણંદ સત્તરમા જીનવર, જે છઠ્ઠા નરદેવાજી, પડવે દિન જે શીવગતિ પામ્યા, સેવું તે નિત મેવાજી ॥ ૧ ॥ બીજની ॥ બીજ દિને ધર્મનું બીજ આરાધીએ, શીતલ જીનતણી સિદ્ધિગતિ સાધીએ, શ્રી વત્છ લંછન કંચન સમતણું, દ્રઢરથ નૃપ સુત દેહ નેહ ઘણું ॥૧॥ ત્રીજની ॥ શ્રેયાંસ જીનેશ્વર શીવ ગયા, જે ત્રીજ દિને નિરમળ થયા, એંશી ધનુષ સોવન કાયા, ભવિ ભવિ તે સાહિબ જીનરાયા ॥ ૧ ॥ ચોથની ॥ સર્વારથ સિદ્ધથી ચવીએ, મરૂદેવી ઉયરે ઉંત તો, જુગલા ધરમ શ્રી રિખવજીએ, ચોથ તણો દિન ધન્ય તો ॥ ૧ ॥ પાંચમની ॥ પંચમીને દિન ચોસઠ ઇંદ્રે, નેમી જીન ઓચ્છવ કીધોજી, રૂપે રંભા રાજેમતીવર, છંડી ચારિત્ર લીધોજી, અંજન રતન સમ કાયા

દીપે, શંખ લંછન. શુભ સાધ્યાજી, કેવળ પામી
મુગતે પહોત્યા, સઘળાં કારજ સિધ્યાંજી ॥ ૧ ॥
છઠની ॥ શ્રી નેમી જીનેસર લે દિક્ષા, છઠ દિને
સુવિધિ ચરણ શિક્ષા, એકેકા એક શશીકર ગૌરી,
નીત સમરૂં જલધર મોરી ॥ ૧ ॥ સાતમની ॥
ચંદ્રપ્રભ જીન જ્ઞાન પામ્યા, વળી લહ્યો ભવપાર,
મહસેન નૃપ કુલ કમલ દિનકર, લખમણા માત
મલ્હાર, શશી અંક સમ ગોરવ દેહે, જગત જન
શણગાર, સાતમ દિને તેહ નમતાં, હોયે નીત
જયકાર ॥ ૧ ॥ આઠમની ॥ અભિનંદન જીનવર,
પરમાનંદ પદ પામ્યા, વલી નેમ નમિશ્વર, જનમ
લઈ શીવ કામ્યા, તેમ મોક્ષ ચવન બીહું પામ્યા
પાસ સુપાસ, આઠમને દિવસે, સુમતિ જન્મ સુપ્ર-
કાશ ॥ ૧ ॥ નોમની ॥ સુવ્રત સુવિધિ સુમતિ
શીવપદ પામ્યા, અજીત સુમતિ નમી સંયમ કામ્યા,
કુંથુ વાસુપૂજય સુવિધિ ચવીઆ, નવમી દિન તે
સુરવર નમીઆ ॥ ૧ ॥ દશમની ॥ અર નેમિ
જીણુંદા, ટાળીઆ દુખ દંદા, પ્રભુ પાસ જીણુંદા,

જન્મ પૂજ્યા મહેંદા, દસમી દિન અમંદા, નંદ માકંદ કંદા, ભવિજન અરવિંદા, શાસને જે દિણુંદા ॥ ૧ ॥ અગીઆરશની ॥ મલ્લી દેવને જન્મ સંયમ, મહાજ્ઞાન લહ્યાં જે દિને, એકાદશી વારૂરે શુભંકર; કલ્યાણ માલાલય વિદેહે, શ્વર કુંભ વંશ, જલધિ પ્રોલ્લાસન ચંદ્રમા, માતા યસ્ય પ્રભાવતી ભગવતી કુંભ ધ્વજોત્રા જીન ॥ ૧ ॥ બારશની ॥ જે બારશને દિને જ્ઞાન પામ્યા, અર સુવ્રત સ્વામી સુરેંદ્ર નામ્યા, મલ્લી લહે સિદ્ધિ સંસાર છોડી, તે દેવ વંદું બે કરજોડી ॥ ૧ ॥ તેરશની ॥ પઢમ જિનેસર શીવ પદ પાવે, તેરશ અનુભવ ઓપમ આવે, સકલ સમીહિત લાવે. શાંતિનાથ વળી મોક્ષ સધાવે, દર્શન જ્ઞાન અનંત સુખ પાવે, સિદ્ધ સરૂપી થાવે નાભિરાયા મરૂદેવી માતા, રિખવ દેવ જે વિખ્યાતા, કંચન કોમળ ગાત, વિશ્વસેન નૃપ અચિરા માતં, સેવો શાંતિ જગનો તાત, જેહના શુભ અવદાત ॥ ૧ ॥ ચૌદશની ॥ વાસુપૂજ્ય જીનેશ્વર શીવ લહ્યા, જે રક્ત કમળને વાને કહ્યા, વસુપૂજ્ય નૃપતિ

સુત માત જયા, ચંપા નયરીએ જન્મ થયા, ચઉ-
દશ દિવસે જે સિદ્ધિ ગયા, જસ લંછન રૂપે મહિષ
થયા, જે અજર અમર નિકલંક ભયા, તસ પાય
નમી કૃત કૃત્ય થયા, ॥ ૧ ॥ પૂનમની ॥ જીનપતિ
સંભવ લે સંયમ જીહાં, શ્રી મુનિસુવ્રતનું ચ્યવન તિહાં,
સકલ નિર્મલ ચંદ્રતણી વિના, વિશદ પક્ષ તણી શીર
પૂર્ણિમા ॥ ૧ ॥ અમાસની ॥ અમાવાસ્યા તો
થઇ ઉજળી, વીર તણે નિર્વાણે મીલી, દિવાળી દિન
તિહાંથી હોત, રાય અઢાર કરે ઉદ્યોત ॥ ૧ ॥
સુદ અને વદ પક્ષની ॥ સાસયને અસાસય, ચૈત્ય
તણા બિહુ ભેદ, થાપનને રૂપે, રૂપાતીત વિભેદ,
બીહું પક્ષે ધ્યાવો, જીમ હોએ ભવનો છેદ, અવિચલ
સુખ પામી, નાસે સઘલા ખેદ ॥ ૧ ॥ આબુજીની ॥
વર મોતીય હાર સુતાર ગણું, વર ચિત્ત કલત્ત
સુપત્ત ધણું, પય પંકજ છપ્પય દેવ ગણું, શ્રી આબુય
વંદું આદિ જિણું ॥ ૧ ॥ સંપૂર્ણ. ॥

## ॥ શ્રી ઉદય રત્નજી કૃત ચોવિશી ॥

### ॥ રિષભ જિન ગીત ॥

વાર વાર રે વીઠલ વંશ મુને તો ન ગમે રે। એ દેશી ॥ મરૂદેવીનો નંદ માહરો, સ્વામી સાચોરે, શિવ વધૂની ચાહ કરો તો, એહને યાચો રે ॥ મ૦ ॥ ૧ કેવલ[1] કાચનાકુપા જેહવો, પિંડ કાચો રે, સત્ય સરૂપી સાહિબો એહને, રંગે રાચો રે ॥ મ૦ ૨ ॥ યમ રાજાના મુખડા ઉપર, દેઇ તમાચો રે, અમર થઈ ઉદય રત્ન પ્રભુ શું, મિલી માચો રે ॥ મ૦ ૩ ॥

### ॥ અજિતનાથ જિન ગીત ॥

વિષયને વિસારી, વિજયાનંદન વંદો રે, આનંદ પદનો એ અધિકારી, સુખનો કંદો રે ॥ વિ૦ ૧ ॥ નામ લેતાં જે નિશ્ચય ફેડે,[2] ભવનો ફંદો રે, જન-મમરણ જરાને ટાળી, દુઃખનો દંદો રે ॥ વિ૦ ૨ ॥ જગજીવન જે જગ જયકારી જગતી ચંદો રે, ઉદય રત્ન પ્રભુપર ઉપગારી, પરમાનંદો રે ॥ વિ૦ ૩ ॥

---

૧ ફક્ત ૨. ટાળે.

## ॥ સંભવનાથ ગીત ॥

દીન દયાકર દેવ, સંભવનાથ દીઠો રે, સાકરને
સુધા થકી પણ, લાગે મીઠો રે, ॥ દી૦ ૧ ॥
ક્રોધ રહ્યો ચંડાલની પરે, દૂર ધીઠો રે, અજ્ઞાન
રૂપ અંધકારનો હવે, વેગ નીઠો રે,[1] ॥ દી૦ ૨ ॥
ભલી પરે ભગવંત મુને, ભગતે તૂઠો રે, ઉદય કહે
માહરે આજ દૂધે, મેહ વૂઠો રે ॥ દી૦ ૩ ॥

## ॥ અભિનંદન જિન ગીત

સિદ્ધાર્થાના સુતના પ્રેમે, પાય પૂજો રે, દુનિયા
માંહી એહ સરીખો, દેવ ન દૂજો રે ॥ સિ૦ ૧ ॥
મોહરાયની ફોજ દેખી, કાં તૂમે ધૂજો રે, અભિનં-
દનને ઓઠે રહીને, જોરે ઝૂઝો રે ॥ સિ૦ ૨ ॥
શરણાગતનો એ અધિકારી, બૂઝો બૂઝો રે, ઉદય
પ્રભુ શું મલી મનની, કરીએ ગુઝો[2] રે ॥સિ૦॥૩॥

## ॥ સુમતિનાથ ગીત ॥

સુમતિકારી સુમતિ વારૂ, સુમતિ સેવો રે,
કુમતિનું જે મૂળ કાપે, દેવ દેવો રે ॥ સુ૦ ૧ ॥

---

૧ ખૂટયો. ૨ છાની વાતો.

ભવ જંજીરના બંધ દે ભાગી, દેખતાં એવા રે,
દરશન તેહનું દેખવા મુહને, લાગી ટેવા રે ॥ સુ૰
૨ ॥ કોડિ સુમંગલ કારી સુમંગલા, સુત એહવો
રે, ઉદય પ્રભુ એ મુજરો માહરો, માની લેવો રે
॥ સુ૦ ૩ ॥

## ॥ પદ્મપ્રભુ જિન ગીત ॥

લાલ જાસુના ફુલસો વારૂ, વાન દેહનો રે,
ભુવન મોહન પદ્મપ્રભુ, નામ જેહનો રે ॥ લા૦ ૧ ॥
બોધ બીજ વધારવા જેમ, ગુણ મેહનો રે,
મન વચન કાયા કરી હું, દાસ તેહનો રે ॥ લા૰
॥૨॥ ચંદ ચકોર પરે તુજને ચાહું, બાંધ્યો નેહનો
રે, ઉદય કહે પ્રભુ તું વિણુ નહીં, આધીન કેહનો
રે ॥ લા૦ ૩ ॥

## ॥ સુપાર્શ્વનાથ ગીત ॥

સુપાસજી તાહરૂં મુખડું જોતાં, રંગ ભીનો રે,
જાણે પંકજની પાંખડી ઉપર, ભ્રમર લીનો રે ॥
સુ૦ ૧ ॥ હેત ધરી મેં તાહરે હાથે. દિલ દીનોરે,
મનડા માંહિ આવ તું મોહન, મેહેલી કીનો રે

॥ સુ૦ ૨ ॥ દેવ બીજો હું કોઇ ન દેખું, તુજ સમીનો રે, ઉદય રત્ન કહે મુજ પ્રભુ એ, છે નગીનો રે ॥ સુ૦ ૩ ॥

## ॥ ચંદ્રપ્રભુ જિન ગીત ॥

ચંદ્રપ્રભુના મુખની સોહે, કાંતિ સારી રે, કોડિ ચંદ્રમા નાખું વારી, હું બલિહારી રે ॥ ચં૦ ૧ ॥ શ્વેત રજતસી જ્યોતિ બિરાજે, તનની તાહરી રે, આશક થઇ તે ઉપર ભમે, આંખડી માહરી રે ॥ ચં૦ ૨ ॥ ભાવ ધરી તુજને ભેટે જે, નરને નારીરે, ઉદય રત્ન પ્રભુ પાર ઉતારે. ભવ જલ તારી રે ॥ ચં૦ ૩ ॥

## ॥ સુવિધિ જિન ગીત. ॥

સુવિધિ સાહિબશું મન માહરૂં, થયું મગનરે, જિહાં જોઉં તિહાં તુજને દેખું, લાગી લગનરે ॥ સુ૦ ॥ ૧ ॥ મનડામાં જિમ મોર ઇચ્છે, ગાજે ગગનરે, ચિતડામાં જિમ કોયલ ચાહે, માસ ફગનરે ॥ સુ૦ ॥ ૨ ॥ એહવી તુજશું આસકી મુને, ભરૂં ડગનરે, જોર જસ ફોજનો તું, એક ઠગનરે, ॥ સુ૦ ॥ ૩ ॥

પંચ ઇંદ્રિ રૂપ ચૂનો જે, કરીય નગનરે, ઉદય રત્ન-
પ્રભુ મિલી તે શું, ખાય સોયનરે. ॥ સુ૦ ॥ ૪ ॥

॥ શીતલજિન ગીત. ॥

શીતલ શીતલનાથ સેવો, ગર્વ ગાળીરે, ભવ
દાવાનળ ભંજવાને, મેઘ માળીરે ॥ શી૦ ॥ ૧ ॥
આશ્રવ રૂંધી એક બુદ્ધિ, આસન વાળીરે, ધ્યાન
એહનું મનમાં ધરો, લેઈ તાળીરે ॥ શી૦ ॥ ૨ ॥
કામને બાળી ક્રોધને ટાળી, રાગને રાલીરે, ઉદય
પ્રભુનું ધ્યાન ધરંતા, નિત દીવાળીરે ॥ શી૦ ॥૩॥

॥ શ્રેયાંસનાથ ગીત. ॥

મૂરતિ જોતાં શ્રેયાંસની માહરૂં, મનડું
મોહ્યુંરે, ભાવે ભેટતાં ભવના દુખનું, આંપણુ
ખોયુંરે ॥ મૂ૦ ૧ ॥ નાથજી માહરી ને હની નજરે,
સામું જોયુંરે, મહેર મહારાજની મેં તો પાપ ધોયું
રે ॥ મૂ૦ ૨ ॥ શુદ્ધ સમકીત રૂપ શિવનું, બીજ
બોયુંરે, ઉદય રત્ન પ્રભુ પામતાં ભાગ્ય, અધિક
સોહ્યુંરે ॥ મૂ૦ ૩ ॥

॥ વાસુપૂજ્ય જિન ગીત. ॥

જૂઓ જૂઓરે જયાનંદ જોતાં, હર્ષ થયોરે, સુર ગુરૂ પણ પાર ન પામે, ન જાય કહ્યોરે ॥ જૂ૦ ॥ ॥ ૧ ॥ ભવ અટવીમાં ભમતાં બહુ, કાલ ગયોરે, કોઈ પુન્ય કલોલથી અવસરમેં, આજ લહ્યોરે ॥ ॥ જૂ૦ ॥ ૨ ॥ શ્રી વાસુપૂજ્યને વંદતાં સઘલો, દુઃખ દહ્યોરે, ઉદય રત્નપ્રભુ અંગી કરીને, બાંહિ ગ્રહ્યોરે ॥ જૂ૦ ॥ ૩ ॥

॥ શ્રી વિમલ જિન ગીત. ॥

વિમલ તાહરૂં રૂપ જોતાં, રઢ લાગીરે, દુઃખડાં ગયાં વિસરીને, ભૂખડી ભાગીરે ॥ વિ૦ ॥ ૧ ॥ કુમતિયે માહરી કેડ તજી, સુમતિ જાગીરે, ક્રોધ માન માયા લોભે, શીવ માગીરે ॥ વિ૦ ॥ ૨ ॥ પંચ વિષય વિકારનો હવે, થયો ત્યાગીરે, ઉદય રત્ન કહે આજથી હુતો, તાહરો રાગીરે ॥ વિ૦ ॥૩॥

॥ અનંતનાથ ગીત. ॥

અનંત તાહરા મુખડા ઉપર, વારી જાઉંરે, મુગતની મુને મોજ દીજે, ગુણ ગાઉંરે, ॥ અ૦ ॥

॥ ૧ ॥ એક રસો હું તલસું તુને, ધ્યાન ધ્યાઉં રે, તુજ મિલવાને કારણ તાહરો, દાસ થાઉં રે ॥ અ૦ ॥ ॥ ૨ ॥ ભજન તાહરો ભવોભવ, ચિત્તમાં ચાહું રે, ઉદય રત્નપ્રભુ જો મિલે તો, છેડો સાહું રે ॥ અ૦ ॥ ૩ ॥

॥ ધર્મનાથ ગીત. ॥

વારૂરે વાલહા વારૂ તું તો મેં દિલવાહીરે, મુજને મોહ લગાડ્યો પોતે, બે પરવાહીરે ॥ વા૦ ॥ ૧ ॥ હવે હું હઠ લેઈ બેઠો, ચરણ સાહીરે, કેઈ પેરે મેલાવશો કહોને, દ્યો બતાઈરે ॥ વા૦ ॥ ૨ ॥ કોડ ગમ જો તુજ થું, કરૂં [1]ગહિલાઈરે, તો પણ તું પ્રભુ ધર્મ ધારી, લ્યો નિવાહીરે ॥ વા૦ ॥ ૩ ॥ તું તાહરા અધિકાર સાહમું, જોને ચાહિરે, ઉદય પ્રભુ ગુણહીનને તારતાં, છે વડાઈરે ॥ વા૦ ॥ ૪ ॥

॥ શાંતિનાથ ગીત. ॥

પોસહમાં પારેવડો[2] રાખ્યો, શરણ લેઈરે, તન સાટે જીવાડ્યો અભય, દાન દેઈરે ॥ પો૦ ॥ ૧ ॥ અનાથ જીવના નાથ કહાવે, ગુણનો ગેહીરે, તો મુજને

---

૧. ગાંડાઈ. ૨. કબુતર.

પ્રભુ તારતાં કહો, એ વાત કેહીરે ॥ પો૦ ॥ ૨ ॥
ગરીબ નિવાજ તું ગરૂઆ સાહિબ, શાંત સનેહીરે,
ઉદય રત્નપ્રભુ તુજશું બાંધી, પ્રીત અછેહીરે ॥
॥ પો૦ ॥ ૩ ॥

॥ કુંથુજિન ગીત. ॥

વાઈ વાઈરે અમરી વીણુ વાજે, મૃદંગ રણુકેરે,
ઠમક પાય બિછુવા ઠમકેરે, ભેરી ભણુકેરે ॥ વા૦ ॥
॥ ૧ ॥ ધમ ધમ ધમ ઘુઘરી ધમકે, ઝાંઝરી ઝમકે
રે, નૃત્ય કરતી દેવાંગના જાણે, દામની દમકેરે ॥
॥ વા૦ ॥ દૌદૌ કિદૌ દુંદુભિ બાજે, ચુડી ખલકેરે
ફૂદડી લેતાં ફૂમતી ફરકે, ઝાલ ઝબૂકેરે ॥ વા૦ ॥
॥ ૩ ॥ કુંથુ આગે ઈમ નાચ નાચે,ચાલને ચમકેરે,
ઉદય પ્રભુ બોધ બીજ આપો, ઢાલને ઢમકેરે
॥ વા૦ ॥૪॥

॥ અરજીન સ્તવન. ॥

અરનાથ તાહરી આંખડીએ મુજ, કામણુ કીધુંરે,
એક હેલામાં મનડું માહરૂં, હરિ લીધુંરે ॥ અ૦ ॥
॥ ૧ ॥ તુજ નયણે વયણે માહરે, અમૃત પીધુંરે,

જન્મ જરાનું જોર ભાગ્યું, કાજ સીધ્યુંરે ॥ અ૦ ॥
॥ ૨ ॥ દુરગતિનાં સરવે દુઃખનું હવે, દ્વાર દીધુંરે,
ઉદય રત્નપ્રભુ શિવ પંથનું મેં, સબલ લીધુંરે ॥
॥ અ૦ ॥ ૩ ॥

## ॥ મલ્લીનાથ જિન ગીત. ॥

તુજ સરીખો પ્રભુ તુંજ દીસે, જોતાં ઘરમાંરે,
અવર દેવ કુણ એહવો બળીઓ, હરિ હરમાંરે ॥
॥ તુ૦ ॥ ૧ ॥ તાહરો અંગનો લટકો મટકો, નારી
નરમાંરે, મહી મંડલમાં કોઈ નાવે, માહરા હરમાંરે,
॥ તુ૦ ॥ ૨ ॥ મલ્લિ જિન આવીને માહરા, મન
મંદિરમાંરે, ઉદય રત્નપ્રભુ આવી વસો, તું નિજરમાં-
રે ॥ તુ૦ ॥ ૩ ॥

## ॥ મુનિસુવ્રત જિન ગીત. ॥

મુનિસુવ્રત માહારાજ માહરા, મનનો વાસીરે,
આશા દાસી કરીને થયો, તું ઉદાસીરે ॥ મુ૦ ॥
૧ ॥ મુગતિ વિલાસી તું અવિનાશી, ભવની ફાંસીરે,
ભંજીને ભગવંત થયો તું, સહજ વિલાસીરે ॥ મુ૦

॥ ૨ ॥ ચૌદરાજ પ્રમાણુ લોક,લોક પ્રકાશીરે, ઉદય રત્નપ્રભુ અંતરજામી, જ્યોતિ વિકાસીરે ॥ મુ૦ ॥૩॥

॥ નમિનાથ જિન ગીત ॥

નમિ નિરંજન નાથ નિર્મલ, ધરૂં ધ્યાનેરે, સુંદર જેહને રૂપ સોહે, સોવન વાનેરે ॥ ન૦ ॥ ૧ ॥ વેણુ તાહરાં હું સુણવા રસીઓ, એક તાનેરે, નેણુ માહરાં રહ્યાં છે તરસી, નિરખવાનેરે ॥ ન૦ ॥ ॥ ૨ ॥ એક પલક જો રહસ્ય પામું, કોઇક થાનેરે હું તું અંતરમેં હલીમલું, અભેદ જ્ઞાનેરે ॥ ન૦ ॥ ॥ ૩ ॥ આઠ પહોર હું તૂજ આરાધું, ગાવું ગાનેરે ઉદય રત્નપ્રભુ નિહાલ કીજે, બોધિ દાનેરે ॥ન૦॥૪॥

॥ નેમિનાથ જિન ગીત ॥

બોલ બોલરે પ્રીતમ મુજશું બોલ, મેલ આંટારે, પગલે પગલે પીડે મુજને, પ્રેમનો કાંટારે ॥ બો૦ ॥ ॥ ૧ ॥ રાજેમતી કહે છોડ છબીલા, મનનો ગાંઠારે, જિહાં ગાંઠ તિહાં રસ નહિ જીમ, શેલડી સાંઠારે ॥ બો૦ ॥ ૨ ॥ નવ ભવનો સુને આપને નેમજી, નેહનો આંટારે, પોપો કિમ ધોવાય જાદવજી, પ્રીતનો

છાટેરે ॥ બો૦ ॥૩॥ નેમરાજુલ બે મુગતિ પોહતાં, વિરહ નાઠોરે, ઉદયરત્ન કહે આપને સ્વામી, ભવનો ટકોરે ॥ બો૦ ॥૪॥

## ॥ શ્રી પાર્શ્વનાથ ગીત ॥

ચાલ ચાલરે કુમર તાહરી, ચાલ ગમે૩, તુજ દીઠડા વિના મીઠડા માહરા, પ્રાણ ભમેરે, ॥ ચા૦ ॥ ૧ ॥ ખોલા માંહિ પડતું મેહલે, રીસે દમેરે, માવડી વિના આવડું ખુંધું કુણ ખમેરે ॥ ચા૦ ॥ ॥ ૨ ॥ માતા વામા કહે મુખડું જોતાં, દુખડાં શમેરે, લળી લળી ઉદય રત્નપ્રભુ. તુજને નમેરે ॥ ચા૦ ॥ ૩ ॥

## ॥ શ્રી મહાવીરજિન ગીત ॥

આવ આવરે માહરા મનડામાહિ, તું છે પ્યારોરે, હરિહરાદિક દેવહુંતી, હું છું ન્યારોરે ॥ આ૦ ॥ ૧ ॥ અહો મહાવીર ગંભીર તુંતો, નાથ માહરોરે, હું નમું તુને ગમે મુને, સાથ તાહરોરે ॥ આ૦ ॥ ૨ ॥ સહી સાહીરે ઈઠડા હાથ માહરા, વૈરી વારોરે, ઘે

દેરે દર્શન દેવ મુને, દેને લારોરે ॥ આ૦
તુ વિના ત્રિલોકમેં કેહનો. નથી ચારોરે, સંસાર
વારનો સ્વામી, આપને આરોરે ॥ આ૦ ॥
ઉદય રત્નપ્રભુ જગમેં જોતાં, તું છે તારોરે,
તારરે મુને તાર તું, સંસાર સારોરે. ॥આ૦॥

॥ ચોવીશી સંપૂર્ણ ॥

## ॥ શ્રી મલ્લીનાથજીનું સ્તવન ॥

પ્રકટ પ્રતાપી મલ્લીનાથજી, હું અર્જ ગુજા જોડી હાથજી ॥ એ આંકણી ॥ અરર ઉમા છોડી બાથજી. ભવ-ર્તમાંથી દીન નાથજી પ્રગટ૦॥૧॥ રાગભ રાગ વિઘ્ન સકલ નાશી પ્રકી પરે દીપે નખની રાશી ॥ પ્રગટ૦ ॥ ૨ ॥ મ મોહ ચરટની થઈ હાંસી, તુમેતો પ્રભુ થયા [illegible] કાશી ॥ પ્રગટ૦ ॥૩॥ તુમારી અનેકાંત મુદ્રા ધં લક્ષ્મી અખુટ નરો લ વરે ॥ પ્રગટ૦ ॥૪॥ નિરંતર જે જન ગેલા હરે, ભવોદધિ હંસ પરે તે તરે ॥ પ્રગટ૦ ॥ ૫ ॥